બેઠી ઢાલીને સાંગામાંથી ચોહાંમણી
ઘ્યેંયે રેસંમ સેરી ખુબ લડાવે લાડ
દેખી કાંતી કુવરની અતી રૂડી રલીઆંમણી
મનમાં પુરણ માંને પરમેશવરનો પાડ ॥ માતા ૪ ॥
આપી ચાલણગાડી ચતુરા સીખવે ચાલવા
ચટક ચટક ચાલે પગ કંકુ વરણા લાલ
થેઈ થેઈ રાખીને આપે આંગલીઓ ઝાલવા
ચુંબન લેઈ ચાંપે છાતીમાં આંણી વાહાલ ॥ માતા ૫ ॥
નીરમલ જલ ઝાઝું લેઈ નવડાવે નીરાંતથી
રૂડાં રંગ ભરાં દેખાડે ચીતર વીચીતર
આપે મેવાને મીઠાઈ ખાવા ખાંતથી
વલી કાંઈ મન રંજન આપે નાંહાંના વાજીંતર ॥ માતા ૬ ॥
આપે મોર ચકોર ચરકલી હાથી દાંતની
ઘુઘરો ઘણુણ બજાવી રાખે છાનુ બાલ
હાથી ઘોડાને પુતળીઓ ભાંત ભાંતની
માગે માંદો તો પાંણીનો પુરે થાલ ॥ માતા ૭ ॥
આપે ભંમરડી ચકરડી કોચ્યલ ફેરવે
દેખી સરસ રમકડાં બાળક રાજી થાય
ચતુરાં ચપટી બજાવે કર આંગલીને રેરવે
હરખ પમાડી તાલી પાડી ગરબી ગાય ॥ માતા ૮ ॥
સીખવે ભાષા સુધ મટાડે બોલીતો તળી
સીખવે કાકા કાકી મામા મામી નાંમ
ગણતાં એકથકી સો સુધી સીખવેછે વલી
હસતી રૂસતી ને ખસી કરતી વસ્તુ કંઈ મ ॥ માતા ૯ ॥
સીખવી કક્કાના અખશર પદ જુદાં પાડીઆં
સીખવે પંદર તીથી ને પુરા સાતે વાર
સીખવે બારે મહીના ખરરતુને પખવાડીઆં
સીખવે નખશતરો સતા વીસ રાસી બાર ॥ માતા ૧૦ ॥
નહી સીખે તોપણ માતા તેને મારે નહીં
બીજાં બાળક લાવી સરખા સરખી જોડ
તેની સાથ રમાડે પરેમ વતી પાસે રહી
વધતું કોણ ભણે એમ કહી કરાવે હોડ ॥ માતા ૧૧ ॥
કુંવરજી ઘણુ જીવો કુલનો દીવો તું થસે
નવજુગ નાંમ રહે એવાં કાંઈ કરજે કાંમ
તારાં જનમ ચરીતર ગણીને ગાયો ગુંથસે
જન મનરંજન કવીતા રચીને દલપતરાંમ ॥ માતા ૧૨ ॥

---

## દીકરીના જનમ થયાની ગરબી

મને રસતે જાતા રોકીરે છેલ છબીલા છોગાળા
એ રાગનીછે.

મળી માત પીતા સુખ બોલેરે, દેવ ભલે દીધી દીકરી,
ઘર રાંક રતનને તોલેરે, દેવ—૧
ઉપજાવે આનંદ એવીરે, દેવ
જાંણી ગુંજ વનજેવીરે, દેવ—૨
સાચવસું સારી રીતેરે, દેવ
પાળશું કરી પુરણ પરીતેરે, દેવ—૩
નેણાં હરખેછે નરખીરે, દેવ
શોભે સુરકુવરી સરખીરે, દેવ—૪
ધન ધન અવતાર અમારોરે, દેવ
ધરી પુંરણ પાડતગારોરે, દેવ—૫
ધન ધન ઘડીને ધન દાહાડોરે, દેવ
ઉજળો અવશર દેખાડીઓરે, દેવ ભલે દીધી દીકરી—૬
મોતીડે મેહુલા વુઠારે, દેવ
તરીભોવન પતી અમને તઠ્યારે, દેવ—૭
સોનાના સુરજ ઉગીઆરે, દેવ
મનનાજ મનોરથ પુગીઆરે, દેવ—૮
દીલ લેખી લાખ દીવાલીરે, દેવ
મન ભાવતીનું સુખ ભાલીરે, દેવ—૯
રંગે રૂડી રૂપાલીરે, દેવ
દેખાશે ડાપણ વાલીરે, દેવ ભલે દીધી દીકરી—૧૦
ભણતર ભણશે ભાવી ભાતેરે, દેવ ભલે.
સદગુણી સખીઓ સંઘાતેરે, દેવભલે—૧૧
કીરતી કવીસુખ કેહેવાશેરે, દેવ ભલે.
ગણી ગણી દલપત ગુંણ ગાશેરે, દેવ ભલે દીધી દીકરી—૧૨

---

## પુસતકની પોંહોંચ.

'ઇરાન દેશના રેહેનારા ગરીબ જરથોશતીઓની હાલત સુધારવા સારૂ સથાપેલાં ધરમખાતાંની ઉપજ નીપજનો એહેવાલ' એ નામનું એક પુસતક હાલ દફતર આશકારા છાપખાનામાંથી છપાઈને બાહાર પડીઉં છે તેહેની એક નકલ તે ખાતાની કમીટીની તરફથી હમને મળીછે તહેની પોંહોંચ મોટાં માન તથા ઉપકાર સાથે હમે કબુલ કરીએ છઈએ.